# એલમે કયાફા

અથવા

## મુખલક્ષન વિધા.

પ્રગટ કરનાર

**બેહરાંમજી જમશેદજી વેલાતી**

**મુંબઈ,**

ધોબીતલાવ ઉપર નંબર ૭૭૦ વાલા ઘેરમાં

વરતમાંન પ્રેસમા મનચેરજી હોશંગજી

જાગોસે છાપીઉં છે.

૧૮૭૭ ઇસવી.

(કિંમત રૂ ૨)

# દીબાચો.

જે પરમાને બે અજાન્યાં માનસોની મુલાકાત કરાવવાને એક તીજો માનસ જોઇએછે તેમ એક પુસ્તકની મુલાકાત લોકો સાથે કરાવવાને એક સારા દીબાચાની અગત છે. ઘનીક વખતે એમ બી બને છે કે કોઇ તીજાની મારફત વગર બે માનસો એકેક સાથે મુલાકાત કરી શકે છે, અને તેજ પરમાને વાંચનારાઓ પન દીબાચા વગર એક લખનારની મુલાકાત કરવાને શક્તિવાન હોએ છે; પન જે બાબતની ઉપર પાસેનાં પાનાંઓ રોકવામાં આવ્યાં છે તે બાબત આપનાં લોકોને એતલી તો નવી અને અજાની છે કે દીબાચા તરીકે થોરાક શબ્દોની વાત કરતાં એ બાબતને ગેરઇનસાફ મલવાની ધાસતી રેહેછે. એલમે કયાફા અથવા મુખલક્ષન વિદ્યા ઉપર જયારેબી મહને માહરા મિતરો વચ્ચે વાત થતી હતી ત્યારે તેઓનાં મનમાં એવો ખ્યાલ ઉતપન્ન થતો મહને જનાતો હતો કે જે પરમાને બરામન ભીખારીઓ વેહમી ઓરત મરદોનો હાથ જોઇ તેઓનું ભવિશ વરતવાની ઠગ વિદ્યા કરેછે તેવી એબી એક ઠગ વિદ્યા છે, અને આવા વિચારથી જેમ મશ્કેરા જુવાનો બરામન ભીખારીઓની થેકરી કરેછે તેમ તેઓ માહરી કરતા. પન તેઓને તેમજ બીજાઓ, જેઓ એને એક ખરી વિદ્યા તરીકે માનવાને અચકાતા હોએ, તેઓને હું જનાવવાની રજા લેઉં છું કે આ [illegible]દ્યા ખરી છે એતલુંજ નહિ પન જે સઘલી વિદ્યા આજ સૂધી આપન જનાએલી છે તે સઘલીઓમાંની પેહેલે દરજજેની વિદ્યાઓની સફમાં ગનાવ લાયકની એ વિદ્યા છે. એ વિદ્યા હાલ પોતાની બચ્ચગીની હાલતમાંબી નહિ પન સુવાવરી હાલતમાં છે, અને યુરોપ ખંદ, જે આજના જમાનામાં વિદ્યાનું પાલનું છે, ત્યાં પન એ વિદ્યા ઝાઝી જનાઇ નથી. યુરોપ

અંદની તમામ કેળવાએલી ભાશાઓમાં એ વિદ્યા ઉપર કંઇબી લખાયું હોએ તો તે જરમન ભાશા છે, જેમાં લેવેતર નામનો એક વિદ્વાન પાદરી, જેને આએ વિદ્યાને પોતાની જીંદગીનો એક ખાસ અભિઆસ કીધો હતો, તેને લખેલાં એક મહાભારત પુસ્તક સિવાય બીજું કંઇ નામ દેવા લાયક નથી. એ પુસ્તકમાં એ બાબત ઘનીજ સેહલી રીતે સમજાવવામાં આવી છે તથા એનો તરજુમો અંગરેજી ભાશામાં થયો છે જે એલફિ-નસ્તન કોલેજ, સેસુનસ મીકેનિક ઇનિસ્તિતુત, અને નેતીવ જનરલ લાઇ-બરેરીઓમાં આ લખનારનાં જોવામાં આવ્યો હતો. એ ઉપરાંત કોઈ વોકર નામના શખસની એજ બાબત ઉપર લખેલી એક અંગ્રેજી ચોપરી જોવામાં આવી હતી, જેમાં તે લખનારે ભેંજાની વિદ્યાનાં પોતાનાં ગ્યાનનો એવો તો બોહલો અને ભપકાદાર ઉપયોગ કીધો છે કે તેનું લખાન સમજવાને કોઇ કાબેલ દાકતરની મદદ જોઇએ. આએ વિદ્યા જો કે, આગલ કેહ્યું તેમ, હજુર તો એક સુવાવરૂં બચ્ચું છે અને છતાં તે એતલું તો ફલદ્રૂપ છે કે તેને નાખ વિદ્યા નામનાં એક બીજાં બાલકને જનમ આપ્યો છે. નાખ વિદ્યા, જેને ઇદિન વોરિક નામનો એજ બાબત ઉપરનો એક અને ઘનું કરીને ફકત સારો લખનાર અંગરેજીમાં Naseology નું નામ આપેછે, તેબી એક ઘની મનોરંજક વિદ્યા છે જેની મદદથી માનસનું નાખ જોઇ તેની મગજ શક્તિ પારખવાને બની આવે છે; અને જ્યાં સૂધી એ મઘ જાતે ચાખ્યે નહિ ત્યાં સૂધી એની લેઝતનો ખરો ખ્યાલ આપનાથી મેલવાશે નહિ.

પાસેનાં પાંનાઓમાં આપેલાં લખાનને બે ભાગમાં વેહચી નાખ્યાં છે, જે વિશે થોરોક ખોલાસો જરૂરનો છે. મુખલક્ષન વિદ્યાનો લાભ દરેક માનસ લેઇ શકે એવા વિચારથી નામાંકિત હકીમ અફલાતુન કેતલાક કા-યદાઓ મુકી ગયો છે જેનો તરજુમો અંગ્રેજીમાં વતીક થયો છે. એ કાય-દાઓનો એક તરજુમો કોઇ મુનશીએ ઉરદુ જુબાનમાં કીધો હતો જેના

હાથની લખેલી પુરાની કીતાબ માહરા હાથમાં આવ્યાથી તેનો તરજુમો કીધો હતો તે સાથ એક બીજી પન એજ બાબતને લગતી ગુજરાતીમાં લખાએલી પુરાની કીતાબ મલી આવી હતી જે બેઉ કીતાબોની સરખાગની કરી સામતું લખાન દાખલ કરવાની ઉલત ધારી હતી જે બીજા ભાગમાં સમાએલી છે. પન આ બીજા ભાગનું લખાન તદન લુખું અને અધુરૂ હોવાથી તેને એક સારો જેવો સીનગાર આપવાને માતે માહરા એક ઇસ્ત મિતરની સલાહ અને મદદ મેલવવાની માંગની કીધી હતી જેવને તે માં- ગની મોહતી ખૂશી સાથે ઉંચકી લીધી હતી. તેવનનું નામ અગર જો તેમની મનાઇ નહિ હોતે તો જાહેરમાં મુકવાને માતે હું મોહતું માંન સ- મજતે. તેવને એ કીતાબને વધુ સીનગાર આપવા માતે પોતાના પેહલા ભાગમાં સુંદર અને રસીલું લખાન કરી આ અધુરી અને લુખ્ખી કીતા- બને સારા વજનમાં લાવી મુકી છે જેમને માતે હું તેવનનો મોહતો આભારી છું.

આ કીતાબના બીજા ભાગમાં જો કે એરીસતોતલ જેવા એક ફિ- લસૂફના વિચાર છે તોપન તે એતલો તો નકામો છે કે જે કોઈ તેની ઉપર ભરોસો રાખી એ કાયદાની મદદથી કોઇની પરિક્ષા કરવાની કોશિસ કરશે તો તે પોતાને થગશે. મુખલક્ષન વિદ્યા આજે એતલી પુખ્ત નથી થઇ કે એ વિદ્યા ઉપરથી ભરોસાદાર કાએદા આપને ઉપજાવી શકયે.

આએ પુસ્તકમાં જે ચાર પ્લેત્સ આવી છે તે લેવેતર ઉપરથી લીધી છે અને જો કે તે ઘનીજ મેહનતથી અને સંભાલથી પારવામાં આવીછે તોપન કોઈ આકરૂત્તિઓની નાહલી લીતીઓ તથા બારીક ક્રાનાઓમાં અસલ કરતાં જરા ફેર રેહી ગયો છે.

લખનારની મુંબઈમાંથી ગેરહાજરીને લીધે ચોપરીમાં ઘની ગમ જો-રનીને લગતી ભુલો રેહી ગઇ છે જેથી તે દલગીર છે.

જો આએ નાહલી ચોપરી વાંચનારાઓને અને વિદ્યાર્થીઓને લવ-તરની ચોપરી વાંચવાની ફકત ઉસકેરની જ કરશે તો આ થોરાં પાનાંઓનો લખનાર પોતાની મેહનત બર આવેલી સમજશે.

આ કીતાબની અંદર જે નામદાર રાજકુંવરોએ તથા મેહરબાન પારસી શેઠોએ જે આશરો આપ્યો છે તેમને માટે સેવક મોહતો આ-ભારી થયો છે.

મુંબઇ જુલાઇ ૧૮૭૭.



# એલમે કયાફ઼ા

અથવા

# મુખલક્ષન વિધા.

## ભાગ ૧

એલમે કયાફ્રા અથવા મુખલક્ષન વિધા એક એવી વિધા છે કે તેની અગત્ય વિશે અસુસ શબ્દો લખવાની કશી જરૂર નથી. આ વિધાના અભિઆસનું મુલ ખુદરતે માનસમાં બચપનથીજ મુકયું છે, અને એ અભિઆસનો લાભ માનસ જાત એવીતો બેમાલમ રીતે લેવછે કે તેને તેની ખબર રેહતી નથી. નવ અથવા દશ માહિનાનું એક બાલક એક પુરુશના હાથમાં ખુશીથી જવા માગે છે અને બીજાના હાથમાં જતાં રડીને તોફાન કરેછે તેનું કારન શું? તેનું કારન એ કે પેહલાનાં મુખલક્ષન તેને ભાવેછે અને બીજાનાં નથી ભાવતાં. પન આ બાબત ઉપર વધુ બોલ્યાની આગમજ એ વિધાનો અરથ જાનવો અગત્યનું છે.

માનસ જાતની અંદરની બાંધનીને બહારની બાંધની સાથે જે સંબંધ રેહેછે તે સંબંધ જાનવાની વિધાને એલમે કયાફ્રા અથવા મુખલક્ષન વિધા કેહેછે. જો આપને એમ કેહીએ કે માનસની અંદરની બાંધની ખુદરતે પાદશાહ બનાવીછે તો તે ખોટું કેહવાશે નહિ. કાંનકે એક માનસની અંદરની બાંધનીમાં જે જે વિકારો પેદા થાએછે તે વિકારો મની કેહાદથી તેના ચેહરા ઉપરથી અથવા તેનાં શરીરના બીજા અવયવો ઉપરથી આપને જાની શકયે છિયે, અને તે એવી તો ખરી રીતે કે તેમાં ચુક ભુલ થતી નથી.

એક માનસ જો દલગીર હોએછે તો આપને તેના ચેહરા ઉપરથી તે એતલીતો ઝરપથી જાન્યે છિયે કે તેતલી ઝરપે એક પાની ગરમછે કે થંદું તે જાનો શકાય. તેમજ તેની ખુશાલી પન તેના ચેહરા ઉપરથી વાંચી શકાયછે. એક સમજમાં આવેલાં બાલકથી તે મોહતને રેહજ વારમાં આધિન થનાર ખુંચા સૂંચી જાનવાને શકિતવાન છે કે કોઇ ચોકસ માનસ માંગેલી ચોજ આપવાને રાજી છેકે નહિ, તે ઊગરથી ના પારેછે, કે ઉદાવેછે, તે આનાકાનીથી આપેછે કે ખરાં દિલથી. આ જે જનાયછે તે એલમે કયાફા અથવા મુખલક્ષન વિદ્યાની મદદથીજ થાએછે. આ વિદ્યાનું ગ્નાન એકલાં માનસમાંજ હોએ એમ નથી, પન એ વિદ્યાનું ગ્નાન ઉતરતાં જાનવરોમાંબી ખુદરતે વધતું ઓછું મુકેલુંછે. જેબી કોઈ તપાસી જોશે તેને માલમ પરશેકે કેતલાક કુતરા પોતાના ધનીનાં ઘેરમાં આવનારા અજાન્યા માનસોમાંથી કોઇને ભોંસેછે અને કોઇને નથી ભોંસતા. જેને તેઓ ભોંસેછે તેનો બહારનો દેખાવ એવો હોએછે કે પેલાં પ્રાનીને તેને વિશે શક ઉપજ્યા વિના રેહે જ નહિ. વલી કેતલીક વખતે મેં એમ પન દીથું છે કે જો એક કુતરો પોતાના ધનીને શોકાતુર જોએછે તો પોતે પન દલગીર થઇને એકગમ બેસી રેહેછે. આતલાં ઉપરથી સાબેત થઇ શકેછે કે ઉતરતાં પ્રાનીઓને પન આ વિદ્યાની વધતી ઓછી અશર ખુદરતે કીધી છે.

કેટલાકો એવાબા નિકરશે જેઓ આ વિદ્યાને એક જાતનો વેહમ સમજશે તથા એ વિશય ઉપર થતાં લખાનને ખુધા તથા દોશાંઓને લાયકનાં તાહેલાં ગનશે. પન તેવાઓને મારી તરફથી કાંઇબી કેહવાના કરતાં લેવેતર નામના એક જરમન લખનારનાજ શબ્દોમાં કેહું છું કેઃ—

But whatever may be objected against the truth and certainty of the science of physiognomy by the most illiterate, or the most learned; how' much soever he who openly professes faith in this science may be subject to ridicule; to philosophic pity and contempt;

it still cannot be contested that there is no subject thus considered, more important, more worthy of observation, more interesting than man, nor any occupation superior to that of disclosing the beauties and perfections of human nature."

"મુખલક્ષન વિદ્યાની વિરૂદ્ધ સઉથી અજ્ઞાન અથવા તો સઉથી વિદ્વાનની તરફથી કાંઇબી બોલવામા આવે, જે કોઈ એ વિદ્યાને બોહલી રીતે માનતો હોએ તેને ગમે એતલો હસી કાહરવામાં આવે, ફિલસુફ્રી તેની ઉપર ગમે એતલી દયા કરે અથવા ધિ-ક્કાર બતાવે, તો પન આ વિચારની વિરૂદ્ધ જવાશે નહિ કે માનસનાં કરતાં કોઈ બીજો વિશય વધારે અગત્યનો, વધારે અભિઆસ કરવા લાયક, અને વધારે મનોરંજક નથી, અને માનસજાતના બવાસની ખૂબી અને પુર્ન-તા જાનવાના કામ કરતાં કોઇ બીજુ કામ વધારે ઉન્ચું નથી."

જો આ વિદ્યા વેહમી મેહનતનું પરિનામ હોએ તો કાંએ નહિ ખગોલ વિદ્યા અને રશાયન શાસ્ત્ર બી વેહમનાં પરિનામ કેહવાય ? કારનકે જેમ બીજી સઘલી વિદ્યાની સ્થાપના નજર હેથલ પરતા બનાવોને સંધ્રી, તેઓનું બંદન કરી તે બંદનમાંથી સામાન્ય કાયદાઓ ઉપજાવીને કીધીછે તેમજ આ મુખ-લક્ષણ વિદ્યાનેબી, દિલ અને મનમાં ઉપજતા જુદા જુદા વિકારોની ચેહ-રા ઉપર છપાતી અસરોને સંધ્રી તેઓમાંથી સાધારન કાયદા ઉપજાવી કાહરી-ને સ્થાપીછે. શું શાધારન નજરે જોતાં એવું નથી માલમ પરતું કે તિક્ષન આંખવાલા શખસની બુદ્ધિ પન તિક્ષન હોએછે ? શું જે માનશોનાં કપાલ ઉપર નકીર હોએછે તેઓ ઉમદા વિચાર કરનારા નથી માલમ પરતા ?

આ વિદ્યાની તરફેનમાં ભાશા બીજી સાબેતી આપેછે. શું આપને એમ નથી કેહતા કે એને ભવાં ચહરાવ્યાં, નસકોરાં ચહરાવ્યાં, એનો ચેહરો ગવાહી પુરેછે, એની આંખમાં શરમ નથી, એ પાની ઉતાર થઇ ગયો, એનું મહોનું આતલું થઇ ગયું, તેને નેન નીચાં કીધાં, તેના

હોથ ફિક્કા થયા? આ બધી ઇસ્તલાહો શું જાહેર કરેછે? એજકે માનસના બહેરના દેખાવ એતલે મુખલક્ષનથી તેની અંદરની બાંધનીના વિકાર આપને જાની શકયે છિયે.

જો આ વિદ્યામાં કાંઇ સચ્ચાઇજ નહિ હોએતો વારે ઘડીએ માનસો જુદે જુદે પ્રસંગે દોલ ઘાલેછે તે શાને માતે? જ્યારે તેઓ જાનેછે કે અમારી ખરી મતલબ અમારા ચેહરા ઉપરથી લોકો જાની લેશે ત્યારે તેઓ પોતાના ચેહરાના જુદા જુદા ભાગોને પોતાની ખરી મતલબ છુપાવવાને વારને તદન જુદીજ વલાન આપીદેવછે. જ્યારે એક માનસ કોઈ બાબતસર એક મંદલીમાં ખસીઆનો પડી જાએછે ત્યારે પોતાની એજાલત પોતાના ચેહરા ઉપરથી છુપાવવાને અરથે ચેહરાને તરત હસતો કરી નાખેછે. આજ એક દાખલો સાબિત કરવાને બસછે કે મુખલક્ષનની વિદ્યા કાંઇ ખોતી નથી, એ વિદ્યા કાંઇ વેહમનું પરિનામ નથી, એ વિદ્યા કાંઇ ઘુસાગો અને દોસીઓનાં તાહેલાંને લાયકની નથી, પન એ વિદ્યા માનસે માનસને પીછાનવાની ખરી અને ખુદરતી મારફતછે. સલતઝર નામનો એક વિદ્વાન કેહેછે કે—

" Hawever delusivo the science of physiognomy, or of discovering the character of man from his form and features, may appear to most persons; not ing is more certain than that every observing and feeling man possesses something of this science; and reads, in part, in the faces and members of man, their present thoughts and passions.

We after affirm, with the greatest certainty, that a man is sad merry, thoughtful. uneasy, or fearful, merely from the testimony of his countenance, and should be exceedingly surprised to hear ourselves contradicted. It is likewise certain that we read, in the form of man, and particulary in the countenance something of what passes in the mind. ... ... ... ... ... ... ... ... ... ... ... ... ......

By viewing the body, we view the soul. From these principles we may deduce that the body is the image of the soul, or that the sould itself is rendered visible,"—

"મુખલક્ષન વિદ્યા અથવાતો એક માનસની ચાલચલન તેના ચેહરા અને આકાર ઉપરથી શોધી કાહરવાની વિદ્યા, ગમે એવી થમારી ધનાક માનસોને લાગે પન આતલુ તો ચોક્કસજ છે કે દરેક માનસ જેને તપાસવાની અને લાગવાની શક્તિ હોએછે. તેઓ એ વિદ્યાનુ કાંઈપન ગ્નાન ધરાવેછે અને માનસના ચેહરામાં તથા તેનાં શરીરના બીજા ભાગોમાં તેના વર્તમાન વિચાર તથા ગુસ્સા વાંચેછે. આપને એક માનસના ચેહરાની ગત્વાહી ઉપરથી વારે ઘડીએ ઘનીજ ખાતરીથી કેહયે છિયે કે તે ઉદાસ, ખુશ, વિચારમાં, બેચેન, અથવા બિહામનો છે, અને જો કોઇબી તે બોલવું રદ કરેછે તો અજબ થઇએ છિયે. આ વાતતો ચોકસ છે કે માનસનાં મગજમાં શું બનેછે તેની થોરીક ખબર આપનને તેનાં શરીર ઉપરથી અને ખસુસ કરીને તેના ચેહેરા ઉપરથી મલેછે. શરીરને જોયાથી આપને આતમાને જોયે છિયે. આ ઉપરથી આપને એવું અનુમાન કરી શકયે કે શરીર આતમાની સબીછે, અથવાતો આતમા પોતે દેખી શકાયછે."

ઉલ્ફ નામનો એક વિદ્વાન કહેછે કેઃ—

In like manner must the varieties of the mind be displayed in the varieties of the body. Hence the body must contain something in and itself, in its form, as well as in the from of its parts, by which an opinion may be deduced concerning the native qualities of the mind. ... ... ... ... ... ... ... ... ... ... ... ...

... ... ... Thus considered, the art of judging man, by the form of his members, and of his whole body, and which usually is called physiognomy, is well founded.

"વલી મનના તરેહવાર ફેરફારો શરીરના ફેરફારોથી જાહેર થવા જોઇએ. તેતલા માતે શરીરમાં, શરીરના આકારમાં, અને શરીરના ભાગોના આકારમાં કાંઇ એવું હોવું જોયે, જે ઉપરથી મગજની જાતી ખાસીઅતો વિશે એક અનુમાન ઉપજાવી શકાય.

"આવી રીતે જોતાં માનસને તેના અવ્યયો અને તેના આખાં શરીર ઉપરથી પારખવાનો હુનર જેને સાધારન રીતે મુખલક્ષન વિદ્યા કેહવામાં આવેછે, તે એક ફાયદાર વિદ્યાછે."

વલી એ વિદ્યાની તરફેનમાં લેવેતર નામનો એક વિધવાન કેહેછેકે:—

" Further; with how much justice may we not grant precedency to that science which teaches the Knowledge of men? What object is so important to man as man himself? What knowledge can more influence his happiness than the knowledge of himself? this advantageous knowledge is the peculiar province of physio gnomy.

"જે વિદ્યા આપનને માનસ જાતનું ગ્નાન શિખવે છે તે વિદ્યાને ગમે એતલોભા ઇનસાફ આપીને આપને સઉથી પેહેલી શું નહિ મુકશુ? માનસના કરતાં બીજો કીઓ વિશય માનસ જાતને વધારે અગત્યનોછે? ખુદ પોતાનાં ગ્નાન કરતા બીજુ કીઉં ગ્નાન તેનાં સુખની ઉપર સારી અસર વધારે ઉપજાવી શકશે. આ ફાયદાકારક ગ્નાન આપવાનું કામ એખલું મુખલક્ષન વિદ્યાનુંજ છે."

આતલાં ઉપરથી વાંચનારની ખાતરી થશે કે એ વિદ્યા કોઇબી રીતે ખોતી તથા ધિક્કારવા જોગ નથી, જો દુન્યામાં કોઇ વિદ્યા એવી હોએ કે જેનું ગ્નાન બાલક તેમજ બુઢાને, માનસ તેમજ હેવાનને હોએતો તે આ વિદ્યા છે. કેનિંગ નામનો એક લખનાર કેહછે કે "દરેક માનસ એકેકી કેતાબ છે, જો તમોને તે વાંચતાં આવરતી હોએતો," એ કેતાબ વાંચવાને જે ગ્નાન જોએ છે તે મુખલક્ષન વિદ્યાનું ગ્નાન છે. મુખલક્ષન વિદ્યાનાં ગ્નાનથી ગોયા એક આંખ આપનને વધુ મલેછે જેમાંથી માનસ જાતના અંદરના ભાગમાં શું બનેછે તે આપને જોઈ શકિયે છિયે. જો એ વિદ્યાની હસ્તી નહિ હતે તો આ દુનયામાં માનસ જાત એક જાતનાં અંધારામાં ગોતાં ખાયા કરતે. દાલઘાલુ શખસો આ દુનયામાં

ખની સેહલાઇથી પ્રાવી જતે. વેપારીઓને લેહના દેનામાં એક બીજાનાં મુખ-લક્ષન કામે લાગેછે જેથી તેઓ એકેકની પરીક્ષા કરે છે તે પરીક્ષા થતે નહિ, અને માનસ જાત સઘલાં ઉપર એકજ સરખો વીશવાસ મુકતે અથવા એકજ શરખો ધિક્કાર નાખતે.

આ વિદ્યાનું ગ્નાન દરેક માનસમાં થોરૂં યા ઘનું ખુદરતી રીતે આવવાથી એક જાતનું ખોટું થાએછે. તે ખોટું એ કે લોકો અને તેમાં ખસુસ કરીને સુધરેલાં દેશનાં લોકો પોતાનો ખુદરતી ખવાસ ધાકી કોઈ બીજો ખવાસ પોતામાં છે એવું દેખારવાને આંખ, ગાલ, નાંખ, કપાલ, અને એ વીગેરે ચેહરાના બીજા ભાગોને જુદીજ વલાન આપી દેય છે. એ વલાનને આપને સાધારન રીતે દોલ કેહયે છિયે અને એવું કામ કરનારા મરદ અથવા ઓરતને દોલઘાલુ મરદ અથવા દોલઘાલુ ઓરત કેહયે છિયે. દોલઘાલુ લોકો તરેહવાર રીતે પોતાનો જાતિ ખવાસ છુપાવેછે અને એવા એક વર્ગનુ અંગ્રેજોનો મહાન કવિ શેકસપીઅર નિચલા શબ્દોમાં બયાન આપેછે:—

Why should a man whose blood is warm within,
Sit like his grandsire cut in alabaster?
Sleep when be wakes and creep into the janud'ce
By being preevish ? I tell thee whats, Antonio—
I love thee, and it is my love than speaks—
There are a sort of men whose visages
Do cream and mantle like a standing pond,
And do a wilful stillness entertain,
With purpose to be dress,ed in an opiuion
Of wisdom, granity, profound conceis,
And who should say I am sir oracle,
And when I ope my lips let no dog bark,
O my Antoris, I do know of these

That therefore only are reputed wise
For saying nothing, who, I am very sure,
If they should speak, would almost down those ears
Which, hearing, them, would call their brothers fools."

મુખલક્ષન વિદ્યાની તરફેનમાં જેજે આમ્મે નાહના વિસ્તારમાં લાવામાં આવ્યું છે તેમાં આમ્મે અને નિચે આપેલા દાખલાઓ એક મજબૂત સાબેતી થઇ પરેછે. જ્યાં સુધી એકુબી ઘંભીર માનસ હસમુખો દેખાવાની અથવા એકુબી હસમુખો માનસ ગંભીર દેખાવાની યત્ન કરતો જનાશે ત્યાં સુધી આમ્મે મુખલક્ષન વિદ્યાની સચાઇ ઉપર થતા હોમલા તદન નાપાયદાર ગણાશે.

ઓલીવર ગોલ્દ સ્મિઠ પોતાની દિસરતેદ વિલેજ નામની જાનીતી કવિતામાં એક ઇસ્કોલ માસતરનું બયાન આપેછે જે ઇસ્કોલ માસતરનો ચેહરો શહવ.રે જોતાંજ નિશાલીઆઓ માસતરનો ખવાસ પામી જતા હતા, જે નિચે આપેલી લીતી ઉપરથી જનાશે.

There in his noisy mansion, skill'd to rule,
The village master taught his little school.
A man severe he was, and stern to view;
I knew him well, and every tenout knew;
Well had the boding tremblers learned to trace
The day's disasters in his morning faco."

બીજા એવા ગણા દાખલા મલી આવશે જે ઉપરથી એવું જનાય કે મુખલક્ષન વિદ્યા કાંઇ ખોતી વિદ્યા નથી અને તેની અસર અને તેનું ગ્યાન માનસ જાતને ઓછાં વધતાં હોઅેછે જોકે ઘનીક વખતે તો તેને પોતાને બી તે વાતની ખબર રેહતી નથી. જયારે તેનીસન કેહેછે કેઃ—

His very face with change of heart is changed.

ત્યારે તેહમાંથી આપણી બાબતની ચરચાઈ કેવી ફતેહમંદ રીતે સાબિત થાએછે ? એ વિદ્યાની તરફેન કરતાં હજૂર વધુ દાખલા દલીલો આપી શકાશે પન આ નાહલી ચોપરીનો વિસતાર ધ્યાનમાં લેતાં જેતલા ઉપર આપ્યા છે એતલા પૂરતા છે.

મુખલક્ષન વિદ્યાની વિરૂદ્ધ પક્ષવાલાઓ પોતાની તકરારમાં ઝોપાઈરસ નામના ધુનાની કઆફા સનાસીએ સોક્રેતીસનાં મુખલક્ષન પરથી તેના ગુન વિશે ખોતું કેહ્યું હતું તે દાખલો મજબૂતીથી આગલ કરેછે.

એક વેલાએ ઝોપાઈરસને પુછવામાં આવ્યું કે સોકરેતીસ કેવો માનસ છે તે એનાં મુખલક્ષન પરથી કેહ; ત્યારે તે બોલ્યો કે: "તે બેવકુફ, હેવાનની ખસલતનો, અને છાકતો હોવો જોઈએ." આ ઉપરથી સોક્રેતીસના ચેલાઓ હસી પર્યા અને મુખલક્ષન વિદ્યા ખોતી છે એવું કેહવા લાગ્યા, પન સોક્રેતીસ પોતે એ વિદ્યામાં એતબાર રાખતો હતો તેથી તેને પોતાના ચેલાઓને ધીરજથી સમજાવ્યું કે બેશક ખુદરતે તો મને આ શખસે કહ્યું તેવોજ બનાવ્યો છે પન મેં પોતે નેકીનાં બલે મારા જાતિ ખવાસને સુધાર્યા છે.

આ દાખલાને આધારે જેઓ તકરાર કરેછે તેઓના વાંધાને લેવેતર ઘનીજ અસરકારક રીતે હાંકી કાહરેછે. એ જરમન વિદ્વાન કબૂલ કરેછે કે ઝોપાઈરસ, એક અચ્છો મુખલક્ષન વિદ્યાર્થી હતો અને તેને સોક્રેતીસનાં મુખલક્ષન ઉપરથી ખોતું પરિનામ ઉપજાવ્યું તેથી કંઈ એ વિદ્યાની મજબૂતીને જરાબી આંચકો લાગતો નથી. એ વિદ્વાન કેહેછે કે એક મુખલક્ષન વિદ્યાર્થી ગમે એવોબી પોતાની વિદ્યામાં કુશલ હોએ તોપન તે ચુક નહિ કરે એમ તો મનાએજ નહિ. એક દાકતર ગમે એતલો પોતાનાં કામમાં માહિતગાર હોશે પન શું કોઈ એમ કેહશે કે તે આતલો બધો હુશયાર છે તેથી તેના હાથ તલેનું કોઈબી દરદી મરી જવું નહિ જોઈએ ? જો શોમાં એક વિદ્યાર્થી ખોતો પરે તો શું તેથી કરીને આપને તેની વિ-

હાની વિરૂદ્ધ જઇશું ? અને જો જઇએ તો એક વૈદના હાથે દરદી મરી ગયો વાસતે કાંએ નહિ વૈદકશાસ્ત્રનીબી વિરૂદ્ધ જઇએ ? જો એક બચ્ચું બાર આંગલાંનું જન્મેતો બીજાં બચ્ચાં દશ આંગલાંનાં જન્મે છે એ વાત શું આપનાથી ના પરાશે ?

પાસેનાં પાના ઉપરનાં સોક્રેતીસનાં ચિતર ઉપર નજર કરતાં દરેક સાધારન માનસને તે નાપસંદ લાગશે પન એજ સાધારન નજરે દેખાતા નાપસંદ ચેહરામાં ખૂબીઓ દેખારનારી ઘનીક નિશાનીઓ છે જેઓ પ્રકત છુપી છે. ઓપાઇરસ જો કે તેના પોતાના વખતનો અચ્છો વિદ્યાર્થી હતો તોપન તે આવી નિસાનીઓ જોવાને તદન અશક્ત હતો. આએ એક અગત્યની વાત છે કે જેબી કોઇ આએ વિદ્યાની મદદથી એ વિદ્યાનો લાભ લેવા માંગતો હોએ તેને સાધારન માનસોની નજર કરતાં વધારે ચહરતી નજર હોવી જોએ, ચેહરાની જે નિસાનીઓ સાધારન નજર જોઇ નહિ શકે તે નિસાનીઓને બારીકીથી જોઇને તપાસવાની તેનામાં શક્તિ હોવી જોઇએ નહિ તો તે એ વિદ્યાનો લાભ લેઇ શકશે નહિ. સોક્રેતીસને વાસતે લેવેતર કેહેછે કેઃ—

"To the unphysiognomonical eye, the form of the countenance of Socrates might appear distorted, although the mutable features might have displayed celestial bea ty."

માનસ જાત પોતાના જાતિ ખવાસ સુધારીબી શકેછે અને બગારી બી શકેછે. ખવાસનો આએ સુધારો અને બગારો માનસના અસલી ચેહરામાંબી ફેરફાર કરેછે. એક માનસ પોતાની જીંદગીનાં પેહલાં પચીસ વરસ ઘનીજ સારી રીતે ચાલે પન પાછલથી તે ખરાબ લખોમાં ફસી પરે તો તેનો ચેહરો જે પચીસ વરસની તેની ઉમર સુધી ઘનો સારો હોવો જોએ તે આસતે આસતે બગરતો જાએ છે અને ગોયા તેના લખો તેના ચેહરા ઉપર છપાઇ આવેછે. આએ બાબતને દર્શાવનારી એક વાત છે કે



SOCRATES.

એક વેલાએ એક દિકરો પરદેશ જતી વખતે પોતાના બાપની છેહલ્લી મુલાકાત લેવા આવ્યો ત્યારે તેના બાપે તેને કેહ્યું કે દિકરા, હું બીજું કંઇ નહિ ઇચ્છતો પન જેવો ચેહરો તું ઘેરમાંથી લેઈ જાએછે તેવો ચેહરો ઘેરમાં પાછો લાવજે. આની મતબલ એજ કે તું તાહરાં લક્ષન પરદેશ જઇને બગારી તેઓની નિશાની ચેહરા ઉપર લાવતો ના.

જેમ માનસના ખવાસના બગારા સાથે તેનો ચેહરોબી બગરેછે તેમ તેના ખવાસના સુધારા સાથે તેનો ચેહરોબી સુધરે છે. એવાં માનસોના ચેહરા મુખલક્ષન વિદ્યાર્થીને લગાર ગુચવન ભરેલા થઇ પરે છે કારન કે તેઓના ચેહરામાં બે ઉલતી જાતની નિસાનીઓ માલમ પરે છે. સોક્રિ-ટીસનોબી એવોજ એક ચેહરો હતો જે ચેહરા આગલ ઝોપાઇરસનું ગાન ગાંજયું ગયું.

મુખલક્ષન વિદ્યાની વિરૂદ્ધ બીજાબી વાંધાઓ લાવવામાં આવે છે જેવા કે, એક માનસ દેખાવમાં નબલો હોએ છે તોપન તે કેરદારે સિંહ હોએ છે, એક માનસ દેખાવે સિંહ હોએ છે પન કેરદારે નબલો હોએછે, કોઈ બાહારથી ઘનોજ મગરૂર દેખાએ છે પન જયારે તેની સાથે કામ પાર્યે ાછયે ત્યારેજ જનાએ છે કે તે ઘનો નમનતાઇ વાલો આદમી છે, અને એવા બીજા ઘના વાંધાઓ. એ વાંધાઓ જો કે ખરા બી હોએ તોપન તેથી કરીને એ વિદ્યાને કોઇબી રીતે ધોકો પુગતો નથી. કુદરતમાં એવી બોહલી શકિત છે કે તેથી તે સ્વપ્નામાં નહિ જોએલી અજાએબીઓને પેદા કરે છે અને જો માનસ જાતની બોહલી વસતીમાં એવા થોરાક જનાઓ, જે-ઓ બહારથી એક ખવાસના દેખાએ પન અંદરથી તદન જુદાજ ખવા-સના, હોએ તો શું થયું ? આપનને શેમાંથી પાંચ અથવા દશ માનસ એવાં મલે કે જેઓ બહારથી તુંદ મીજાજી માલમ પરે પન અંદરથી જેઓનો ખવાસ માખન જેવો નરમ હોએ તો શું તેવા જુજ દાખલા-ઓને લીધે નેવું અથવા પનચાનું માનસની ખાશ્યતો તપાસીને ઉપજા-

વલાં પરિનામોને રદ કરીશું ? ગમે એવા વાંધા એ વિદ્યાની વિરૂદ્ધ ઉથાવવામાં આવે પન એ વિદ્યાનું ખૂદ બાતેન એવું તો મજબૂત અને અગત્યનું છે કે પાંચે દાહરે જાનીતી વિદ્યાઓમાં એ વિદ્યા એક મોહતો દરજ્જો ભોગવશે. હજૂર સૂધી એ વિદ્યાની પાછલ જેવું જોઇએ એવું ધ્યાન નથી અપાયું, હજૂર એ વિદ્યાની અગત્ય ઉપર લોકોએ પોતાની આંખોના દ્વારા નથી ફુંક્યા; આતલું છતાંબી એ વિદ્યાના ધરભમાં એવા તો ઉમદા ફાએદા માલમ પરે છે કે જેમ એ આજે ભોએની પરેલી છે તેમ એ સદા ભોએ નથી રેહવાની. રાજાઓને રાજ ચલાવવામાં, ન્યાયધિશોને ઇનસાફ કરવામાં, ધરમાધ્યક્ષોને ધરમની જાલવની કરવામાં તથા લોકોનો એતેકાદ મજબૂત કરવામાં, અને મુસાફરોને તેઓની મુસાફરીમાં એ વિદ્યા એક અગત્યનો સાથી છે.

મનુશ્ય મંદલમાં રાજાઓ જેતલો ઉન્ચો મરતબો ભોગવેછે તેતલા તેઓ કમનસીબબી છે. જેતલા તેઓ મોહતા છે તેતલા તેઓ ફીકરમંદ છે. તેઓને મુખલક્ષન પર ધ્યાન આપવાની ધની અગત્ય છે કારન કે જો બદખ્વાસના માનસોને તેઓ રાજદ્વારી કારોબારમાં સામેલ કરેછે તો સેહજ વારમાં પોતાની અને પોતાનાં રાજની તેઓ ખુલધાની કરી બેસેછે. ન્યાયાધિશોને ગુનાહ અથવા નિર્દોશપનું એક માનસના ચેહરાપરથી જાની લેવાનું ઘનું અગતનું છે. જેને ગુનોહ કીધો હશે તે અગરજેગમે એવી કાએદાની બારીઓમાંથી છતકી જવા માંગશે તોપન તેનો ચેહરો તેનાં કામની ખરેખરી શાક્ષી આપવાને કદીબી ચુકનાર નથી. જે શખશ નદનનિર્દોશ હશે અને અગર તે ગમે એતલો ઘભરાએલોબી હોશે તોપન તેના ચેહરા ઉપર નિર્દોશપનું છપાઇ આવ્યા વગર રેહવાનું નથી. મુખલક્ષન વિદ્યા વગર ઇનસાફ ગોયા આંધલો છે અને એક ખરોજ બાહોશ ન્યાયાધિશ પોતાની ખુરસી પર બેસીને વાદી, પરતીવાદી, તથા શાક્ષિઓના ચેહરા તથા તેમના હાવભાવ તપાસવાને કદી ચુકતો નથી. ધરમાધ્યક્ષને લો-

કોને કેવી રીતે ધરમના શબ્દો આપણા તે જાનવાનાં કામમાં એ વિદ્યા ઘની મદદ કરેછે. એક વાત અથવા એક સચ્ચાઈ દરેક માનસ પર એકજ રીતે અસર કરતી નથી માતે તેમને લાએકની રીતો વાપરવામાં તેમનાં મુખલક્ષન તપાસવાની ઘની અગત્ય છે. લેવેતર, જે પોતે એક પાદરી હતો તે આ વિદ્યાને વાસ્તે કેહેછે કેઃ—

" To me, physiognomy is more indispensable than the Liturgy, It is to me alike profitable for doctrine, exhortation, comfort, correction, examination; with the healthy, with the sick, the dying, the malefactor; in judicial examinations, and the education of youth. Without it I should be as the blind leading the blind.

" મને લીતરજી* કરતાં મુખલક્ષન વિદ્યા વધારે જરૂરની છે. ધરમનાં કાનુનો સમજાવવામાં, લોકોને અરજ કરવામાં, સંતોશ મેલવવામાં, સુધારવામાં, તપાસ કરવામાં; તંદરોસ્ત આદમી આગલ, માંદા આદમી આગલ, મોહતનાં બીછાનાપર સુતેલા આદમી આગલ, બદ કરતુકના આદમી આગલ; ઇનસાફની રાહે તપાસ કરવામાં, અને જુવાનોને બોધ દેવામાં મને મુખલક્ષન વિદ્યા એક સરખી ફાએદાકારક છે. એ વિદ્યાની મદદ વગર હું જાને એક આંધલો આંધલાને રસ્તો દેખારતો હોએ તેમ છું."

ઉપલા ફકરાની સચ્ચાઇ ઉપર વધારે મજમુન કરવાની કશી અગત નથી કારન કે તેની મતલબ રોશન રોજની માફક સાફ અને દેખીતી છે.

એક મુસાફરને તન ચીજ ઘનીજ અગત્યની છે જેમાં મુખલક્ષન વિદ્યા એક છે. બાકીની ચીજો પૈસા અને તંદરોસ્તી છે. મુસાફરીના ફાએદા વિશે કોઇ એકબી શખસ વિરૂદ્ધ બોલી ગયો હોએ એવું મારા વાંચવામાં આવ્યું નથી. દરેક લખનાર મુસાફરીના ફાયદામાં લાંબી જબાનથી સીફત કરી ગયો છે તોપન એવા કેતલા થોરા મુસાફરો છે જેઓ મુસા-

* લીતરજી એ ખ્રીસ્તીઓની ચોકસ જાતની બંદગીને કેહેછે.

ફરીના ફાએદાનો લાભ લેતા હોએ. એક મુસાફર મુસાફરી કરવા જાએછે તે ગોયા દુન્યાનાં એક મોહતાં સંગ્રહસ્થાનમાં અથવા તો એક ચિત્રસ્થાન એતલે picture gallery માં જતો હોએ તેમ છે. ત્યાં જઇને તેને દરેક ચીજ તેની બનાવત, તેના ગુન, તેના ઉપયોગ સુધાં જાની આવવું જોઇએ, તેને દરેક ચિત્રને તપાસી તેની ખૂબી અને ખામીથી વાકેફ થવું જોઇએ, કેતલાંક ચિત્રમાંથી તેને નવું શિખવું જોઇએ, અને કેતલાંક તેને વ-ખાનવાં જોઇએ. પન શું સઘલા મુસાફરો આ ફાએદા હાંસલ કરેછે? તેઓ કેહેછે કે અમે મુસાફરી કરી આવ્યા, પન શું તેઓની મુસાફરી એક આંધલા માનસનું ચિત્રસ્થાનમાં જઇ આવવા બરાબરની નથી? હા, છે. અને તે શા માતે તેમ છે? કારન કે જયારથી એક માનસ મુસાફરીએ જવાનો વિચાર કરેછે ત્યારથી તે છેક તે મુસાફરીથી પાછો ફરેછે ત્યાં સુધી મુખલક્ષન વિદ્યાની અગત્યનો તેને કશો ખ્યાલ રેહતો નથી. મુખલક્ષન વિદ્યાની મદદ એક મુસાફરને કેતલી અગત્યની છે અને તેની મદદે એક મુસાફરે શું શું કરવું જોઇએ તે લેવેતરના શબ્દોમાં હું નિચે મૂજબ આપુંછું.

"જો હું મુસાફરી કરવા જાઉં તો લોકોની થથમાં બેમાલમ આમેજ થઈ જાઉં; ધરમનાં મકાનો, જાહેર ફરવાની જગાઓ, ઇસ્પીતાલો, નાવા-રેસ બચ્ચાંને ઉધારનારાં મકાંનો, અને ધરમાધ્યક્ષની તથા કાએદાના શી-માએતીઓની મંદલીઓ, એ સઘલાંની મુલાકાત લેઉં. સઉથી પેહલે હું એક જગેનાં રેહવાસીઓનો સામાન્ય આકાર, તેઓની લંબાઇ, તેઓનાં કદનું પરમાન, તેઓનું કૌવત, તેઓની નબલાઈ, તેઓની ચાલવા હા-લવાની લઢન, તેઓનો રંગ, તેઓની ધપ, અને તેઓના હાવભાવ ઉપર ધ્યાન આપું. હું તેમના દરેકનું છુતક અધ્યયન કરૂં; તેઓને જોઉં, તે-ઓને સરખાંઉ, મારી આંખ બંધ કરૂં; જે બધું મેં જોયું હોએ તેને કલ્પનામાં ચિતારૂં, મારી આંખને પાછી ઉઘારૂં, મારી યાદદાશ્તમાં જો કંઇ ચુક થઈ ગઈ હોએ તો તેને સમારૂં, અને આંખ વારા ફરતી બંધ

ઉંધાર કરૂ, અને જેને જોયું હોએ તેનો આકાર ધ્યાનમાં રાખી તેને મ્રતતા શબ્દોમાં લખી કાહરૂં અને દોરૂં. મારા દોરેલાં ચિત્રને લોકોના સામાન્ય આકાર સાથે સરખાઉં. આવી રીતે કર્યા બાદ હું બારીક તપાસમાં ઉતરૂં; ત્યાંના રેહવાસીઓનાં માથાંના સામાન્ય આકારની ખોલ કરૂં અને તપાસું કે તે ગોલ છે, ચપતાં છે, ઉભાં છે, બેથાં છે, પોહલાં છે કે સાકરાં છે. પછી તેઓના ચેહરાની તપાસ કરૂં કે તે કેવાછે. પછી તેમનાં કપાલની, ભવાંની, આંખની કિનારી તથા રંગની, નાખની, મ્હોનાની, અને દાંતની તપાસ કરૂં અને પછી જોઉં કે એ જગાના રેહવાસીઓની ખાસ્યત આ સઘલી તપાસ ઉપરથી કેવી નિકરેછે. જો ચુંતી કાહર્યા વગર સાત માનસ લેઇને તેઓના હોથ જયારે ઉંધરેછે ત્યારે તેની રેખ તપાસું તો હું સંતોશ પામું કે મેં ત્યાનાં લોકોના સામાન્ય ખવાસની તપાસ મુખ- લક્ષન વિદ્યાની મારફતે કીધી. જો સાત માનસને વગર ચુંતી કાહરવે લેઇને તેમની તપાસ કરી હોએ તો તે તપાસ સઘલા રેહવાસીઓની કીધી એમ સાબેત કરવાને હું હિમત કરૂંછું."

મુખલક્ષન વિદ્યામાં સઉથી સરસ માહીતગારી મેલવવાનું સઘલાથી થઇ શકતું નથી. એ વિદ્યાને અમલમાં લાવવામાં ઘની ચોકાસી રાખવી જોઇએછે. કોઈ માનસનું નાખ એવી ગવાહી આપે કે એ મૂરખ છે પન તે ઉપરથી તેને મૂરખ થોકી બેસારવો નહિ. તેના ચેહરાના બીજા ભાગો તપાસતાં તે મૂરખથી ઉલતોજ જનાઈ આવેછે. જેમ એક માનસને ફકત કોની આંખ હોએ અથવાતો ફકત અન્યારૂં નાખ હોએ અથવાતો ફકત બતાસા જેવા ગાલ હોએ તેતલા ઉપરથીજ તે ખૂબસૂરત થરતો નથી પન તેનાં શરીરના દરેક ભાગની ખૂબીથી તેની આખી ખૂબસૂરતી રચા- એલી છે † તેમ એક માનસની આંખ, નાખ, કે હોથમાં તેનાં લક્ષન

† " T'is not a lip or eye we beauty call,
But the joint force and fine result of all."

*Pope.*

નથી જનાતાં પન જ્યારે દરેક ભાગને ધ્યાનમાં લેયે છિયે ત્યારે તેઓની સામતી મદદથી એક પરિનામ નિકરેછે જેથી તેનો ખવાસ જનાઇ આવેછે. પાછું; જેમ સઉથી ખુબસૂરત ચિતારાઓ સઉથી સરસ ચિતારાઓ હતા, જેવાકે રૂબેન્સ, વેનદાઇક, રેફાએલ, તેમ લેવેતર કેહેછે કે સઉથી વધારે ખૂબસૂરત એક મુખલક્ષન વિદ્યાર્થી હોએ તેમ તે એ વિદ્યામાં સઉથી વધારે બાહોશ નિકરેછે. ‡ "એક માનસને પેહલ વેહલું જોતાને વારજ જે કોઇ શખસને પ્યાર અથવા ધિક્કારની ચોકસ લાગની નહિ ઉત્પન્ન થાએ તે શખસ કોઇબી દાહરે મુખલક્ષન વિદ્યાર્થી થઇ શકે નહિ." જે કોઇ શખસને પાહરોનાં માથાં ઉપરથી દેખાતી રચનામાં ખૂશાલી નહિ લાગે, એક ખૂબસૂરત ઓરતની આંખમાંથી કુતેલો આંસુનો ઝરો તેનીની નાજુક "એશક ભૂમી"માંથી ધ્રુજતો ધ્રુજતો પસાર થતાં જોઇને જે કોઇ શખસને લાગી નહિ આવે, એક માએને પોતાનાં કુમલાં બાલકને છાતીએ દાબતું જોઇ, એક બકરચાંને પોતાની માવતરની ગોલમાં મેદાનમાં બેંબેં કરતું સાંભલી જેનાં દિલમાં તરેહવાર લાગનીઓ ચહરે ઉતરે નહિ તે શખશ આએ વિદ્યાને વાસ્તે તદન નકામો છે. આતો એક મુખલક્ષન વિદ્યાર્થીમાં શું શું ગુનો નહિ જોઇએ તે જનાવ્યા પણ હવે કીઆ કીઆ ગુનો તેને અગત્યના છે તે જોઇએ. આગલ કેહયા પરમાને તે પોતે ખૂબસૂરત હોવો જોઇએ, તેની કલપના ઘની મજબૂત હોવી જોઇએ જેથી એક વેલાએ જોએ-

‡ "The physiognomists of greatest symmetry are the best as the most virtuous best can determine on virtue, and the just on justice, so can the most handsome countenances on the goodness, beauty, and noble traits of the human countenance; and, consequently on its defects and ignoble properties. The scarcity of human beauty is a certain reason why physiognomy is so much decried, and finds so many opponents."

*Lavater.*

લાં મુઓ તેમની ગેર હાજરીમાં પોતાનાં મગજની આંખ આગલ તે ધરી શકે તેની આંખ ચલકતી, તીની, અને મજબુત જોઇએ, તેની તપાસ કરવાની શકિતની ઉપર તેનો અભિઆસ મોહતો આધાર રાખેછે. "તપાસ શકિતની બારીકી મુખલક્ષન વિદ્યાનો ગોયા જીવ છે." તપાસ શક્તિની સાથે તેને ઉંચી કીસમની સમજ શક્તિ જોઇએ. જે જે આકારો તેને તપાસીને પોતાનાં મગજની વખારમાં જુદે જુદે વખતે ભરી રાખ્યા હોએ તેને અનુકુલ વખતે ગોથવી તથા વેંહચી તે ઉપરથી માનસ જાતના ખયાલનું પરિનામ ઉપજાવવું એ સમજ શક્તિનું કામછે. ભાશા પન મુખલક્ષના વિદ્યાર્થીને એક અગત્યનો અખત્યારછે. જો કોઇબી વિદ્યાની અંદર સઉથી બારીક ભાશા જોઇતી હોએ તો તે આ વિદ્યા છે. એક માનસના ચેહરાનો આકાર દર્શાવવો અથવાતો તેનાં કપાલની રેખનું એવી રીતે બયાન આપવું કે જેથી પારકાની નજરમાં જાને આબેહુબ તે કપાલ આવી જાએ તો તેના સારૂ સઉથી મજબૂત, સઉથી બારીક, અને સઉથી બેદાએલી ભાશ જોઇએ. વલી એક બીજું મોહતું જાનવાનું એક મુખલક્ષન વિદ્યાર્થીને જે છે તે પોતાનાં જીગરની વાકેફગારીછે. તેને પોતે સારી રવેસે જાનવું જોઇએ કે ચોકસ વખતે અને ચોકસ બનાવોથી કરીને હું પોતે કેમ ચાલ્યો હતો, ચોકસ જાતની બદીમાં ગાફેલ થઇ મેં બહારથી કેવી ઘોલી બાજુ બતલાવી હતી. તુકમાં જો બોલ્યે તો જેમ કવિઓ, નીતિવિદ્યા જાનનારાઓ, નિબંધીઓ, અને નુકતેચીનીઓ જેબી કાંઇ વિચારેછે તથા લખેછે તેમાં પોતાનાં કરતુક, સારાંબી તેમજ ખરાબબી, ધ્યાનમાં લેઇ તે ઉપરથી એક છુપું ધોરન પોતાના ઉપયોગને ખાતર ઉપજાવી કાહરેછે અને તે ઉપજાવી કાહરેલાં ધોરનથી આ દુન્યાનાં લોકોની ચાલ ચલન, સ્વભાવ, ખાસીઅત, બદી, નેકી ઈત્યાદી વિશે બોલેછે, તથા વિચાર કરેછે તેમ એક મુખલક્ષન વિદ્યાર્થીએબી કરવું જોઇએ અને તે સઉથી વધારે કરવું જોઇએ, અને તેતલા વાસ્તે પોતાનાં ભિતરનો અભિઆસ

તેને પેહલો કરવાની જરૂરછે. આ બાબત ધ્યાનપર લેવી ઘનું જરૂરનું છે માતે મારા શબ્દોમાં કેહ્યા પછી એજ બાબત વિશે લેવેતરના પોતાના શબ્દો મૂકી દેવા હું ઇચ્છતો નથી વાસ્તે ત્યાં તેમની જગા કીધી છે જેથી મારાં પોતાનાં બોલવાની સચાઇ જનાઇ આવશે તથા મારા વિચારને મજબૂતી મલશે. એ ફીલસુફ કેહેછે કેઃ—

"મુખલક્ષન વિદ્યાર્થીએ દુન્યાદારી જાનવી જોઇએ, તેને સઘલી જુદી જુદી પદ્વિ અને રથીતિમાં સઘલી જાતનાં માનસો સાથે વેહવાર રાખવો જોઇએ, તેને મુસાફરી કીધેલી હોવી જોઇએ, તેને બોહલું ગ્નાન ધરાવવું જોઇએ, તેને કીસબાઓ સાથે, માનસ જાત સાથે, નેક અને બદ સાથે, દાહ્યા અને મુરખ સાથે, અને બચ્ચાંઓ સાથે ઓલખાન રાખવી જોઇએ, તેને સાહિત્ય * પર પ્યાર હોવો જોઇએ, ચિતર વિદ્યાનો તથા બીજા નકલ કરનારા હુન્નરોનો તેસ્ત હોવો જોઇએ; હું કેહુંછું કે, આ સંધું તેને અગત્યનુંછે તેની સાબેતીની શું અગતછે ?———આબી બાબતનો જુમલો લેતાં, એક સારાં પરમાનનાં અને સારા બાંધાનાં શરીર સાથે એક મુખલક્ષન વિદ્યાર્થીને તપાસ કરવાની તિક્ષન બુદ્ધિ, ચંચલ કલ્પના શિક્ત, અને ઉમદા ગ્નાન જોઇએ, તથા હુન્નર અને વિદ્યા ઉપર બોહલી વલાન સાથે મજબૂત, પરમારથી, ચુસ્ત, નિર્દોષ હૈયું જોઇએ, જે હૈયું પોતાપર પૂરતો વિશ્વાસ રાખી શકતું હોએ તથા માનસ જાતથી ઉલતા ખવાસથી મોકલું હોવું જોઇએ. જે શખસ પોતે મોહતાં મનનો, નેક મનસુનીનો અને નેક કુનસનીનો નહિ હોએ તે બીજાનું મોહતું મન અને મગજના અમીરી ખવાસો જાનવાને તદન નાલાયક છે."

આ બાબત વિશે વધુ મારે એતલુંજ કેહવુંછે કે જે કોઇ મુખલક્ષનની વિદ્યા જાનવાનો અને તેને અમલમાં લાવવાનો શોખ રાખતો હોએ

---

* Literature,

તેને ઉપર જનાવેલા ગુનોને લાયકનો થઇનેજ એ વિદ્યામાં હાથ નાખવો નહિતો તે ચારનીમાં પાની ભરશે.

ચેહરાઓ ઉપરથી ખવાસો જાનવાનો વિચારજ જયારે આતલો બધો મનપસંદ છે ત્યારે ચેહરાઓ ઉપરથી ખવાસો જાનવાનું કામ વધારે તેવું હોવું જોઇએ. જેમ દરેક બાબત બીજાઓને સમજાવતી વખતે દાખલાઓથી સમજ સેહલ થઇ પરેછે તેમ આ વિદ્યામાંની દાખલાઓથી સમજ સેહલ થઇ પરશે. પાસેનાં પાનાં પર આપેલાં ચિત્રોની સમજ લેખતરની પોતાની છે જેનો હાં માત્ર તરજુમો કીધો છે.

—o—

## પ્લેત ૧.

ચિત્ર ૧.—એ ચિત્ર આલબર્ત દયુરર નામના જરમનનું છે. જેથી કોઇ એ ચેહરો તપાસશે તેને એમાંથી ધીરજ, ઉન્દી વિચાર શક્તિ, એક કામ પાછલ અવલથી તે આખર સુધી મજબૂત વલગી રેહવાની શક્તિ, અને શોધક "જીનીઅસ"ની નિસાનીઓ માલમ પર્યા વગર રેહશે નહિ.

ચિત્ર ૨.—એ ચિત્ર મોનક્રિર નામના એક તબીબનું છે. જેથી કોઇને તપાસ કરવાની શક્તિ હશે તે આવા એક ચેહરાને મુરખનો ચેહરો કદી નહિ કેહશે. એની આંખ, નાખ, અને મ્હોનું એ એક શિખેલો અને "તેસ્ત"નો માનસછે તેની સાબેતીઓ આપેછે.

ચિત્ર ૩,૪.—આએ બંધે ચિત્રો એકજ માનસ દાકતર જોનસનનાં છે. આએ બે ચિત્રોમાંથી સઉથી સાધારન નજરથી પારખી કાહરશે કે તેનું મગજ તિક્ષન, ઘનીજ ઉનદી બાબતો સમજી શકનારૂં, અને મોહતુ છે; તે સેહલથી થગાય એવો નથી; તથા તે ભોલો નહિ પન શકમંદ છે.

ચિત્ર ૫.—આએ ચિત્ર સ્તર્ન નામના એક વિદ્વાનનું છે. એ એવી રીતે દોરવામાં આવ્યું છે કે એની ઉપરથી એનાં લક્ષન કેહવાઇ શકાયજ

નહિ, કારન કે જે "શેદસ"થી એક માનસનાં લક્ષન જનાઇ આવેછે તે એમાં નથી દિશતાં. તોપન એ ઉપરથી એવું જનાયછે કે તેનું મગજ ઘનું મોહતું છે, તે ઘનું સેહલાઇથી કોઇબી બાબત સમજી શકે, તથા કોઇબી ખૂબસુરત ચીજ જે જુસ્સા પેદા કરી શકેછે તે બધા એમાં છે.

ચિત્ર ૬.—આએ ચિત્ર સ્પાલદીન્ગ નામના એક તબીબનું છે. આએ ચેહરો જોતાંને વારજ બધા કબૂલ કરશે કે સ્પાલદીન્ગ "કોમન" માનસ કરતાં વધારે હતો; તે પોતાનાં કામમાં "એક્યુરેત," ચંચલ, અને "તેસ્ત" વાલો હતો. શું તે સેહલથી થગાઈ શકાય એવો હતો? બધા કેહશે કે નહિ. શું તે ગુંચવન ભરેલા અને ભેદી વિચારોને ચાહતો હતો? બેશક નહિ. શું તે લાયકીથી અને દહાપનથી ચાલી શકે? જો તે પોતાના ચેહરા ઉપર છપાએલા ખવાસો પરમાને ચાલે તો, હા.

ચિત્ર ૭.—આએ ચિત્રબી ઉપલાજ વિદ્વાનનું છે અને તે એક બાજુનું (Profile) છે. કપાલ, આંખ, અને આખા ચેહરા પરથી કોઇબી અનજાના માનસને જનાશે કે એનું મગજ ઘનું સારૂં અને વિચારવંત છે.

ચિત્ર ૮.—આએ ચિત્ર આખી દુન્યાનો માનીતો શેક્સપીઅર, જેનાં લખાન વગર અંગરેજી ભાશા પોતાની અરધી ખૂબી ખોહી દેતે, તેનું છે. આએ ફકત "આઉત લાઇન" છે. "આઉત લાઇનો" કેવી અધુરી હોએછે! તોપન આએ અધુરી "આઉત લાઇન" માંબી સાફ, બોહલી શકિતનું, અને ઝરફ મગજ કોન નથી વાંચતું? એનું મગજ એવુંછે કે તે તમામ ચીજોને પોતામાં પેદા કરી શકેછે, પકરી શકેછે, તથા કલી શકેછે અને તેબી વલી એક સરખી ઝરપથી અને સેહલાઇથી.

---o---

### પ્લેત ૨.

ચિત્ર ૧.—આએ ચિત્ર સ્તર્ન નામના એક જાનીતા લખનારનું છે. ગમે એવોબી અનજાનો વાંચનાર હોશે તે પન કેહશે કે એક વિદ્વાનના

જેવી બારીક, શોધક, તથા સમજનારી શાકત તેનામાં છે; તેની કલ્પના "ઓરીજીનલ" અને જુસ્સાથી ભરપુર છે; તથા તેને નવું નવુ ... ફ્રાહરવાની શક્તિ છે. એવા તે કોન બેથર હોશે કે જે આએ ચેહ... એક ગરીબ યોરિકની થપ છપ નહિ જોતા હોએ ?

ચિત્ર ૨.—આએ ચિત્ર એમ ફ્લાર્કનું છે. આએ માનસ ... વખતે ઘનો વખનાએલો નીતિશાસ્ત્રી હતો. બીશપ બતલરે એની સા... પોતાની જુવાનીમાં નીતિશાસ્ત્ર સંબંધી બાબતો પર ઘની ચરચા કીધી હતી.

આએ ચેહરા ઉપરથી ખુલ્લી રીતે જનાયછે કે વિચારોની સફાઇ, પરમાર્થ, મોભ્ભા, નરમાસ, વગર જુસ્સાની વિચાર શક્તિ, વિગારો પેદા કરવાની શક્તિ, અને પોતાનાં કામોને ઉમ...થી હાર પારવાની શક્તિ એનામાં છે. જેબી કોઇ આવા એક ચેહરાને ધિક્કારે તે શખસ જરૂર બા જરૂર પોતાના જાતિ ખવાસોથી ઉલતો ચાલનાર હાવો જોઇએ.

ચિત્ર ૩.—આએ ચિલ ઉપલાજ વિદ્વાનનું એક બાજુનું (Profile) છે. જેવો આખો ચેહરો છે તેવીજ તેની બાજુ છે. આએ કપાલ અને આએ નાખ મક્કમ અને બોહલી સમજ શાક્તની નીસાની કોનને નહિં લાગશે ? કોન કેહશે કે આએ મોહનું, આએ દાહરી પરમાર્થની ઉમદા મગજની, નિમખ હલાલીની, અને દોસ્તીની નિસાનીઓ નથી ?

હવે આપને માનસ જાતનું ઉલટું પર જોઇએ. અત્યાર સુધી આપને ખુદરતની બનાવતના સઉથી નાદર નમૂના જોયા: હવે આપને તેના એબીએલ નમૂના ઉપર ધ્યાન આપ્યે. આએ નમૂનાઓમાંબી તે બધાની નજર આગલ પેહલે દેખાવેજ ખુલાસો જાહેર કરેછે.

ચિત્ર ૪.—કોન આએ ચેહરામાં વિચાર શક્તિ ઝાંખી પરેલી ... જોશે; બેવકુફાઇ છેક હેવાનીઅતમાં જતી રેહેલી નહિ વાંચશે ? નીચા કપાલ પરની આએ આંખ, આએ ભવાં; આએ નિકલી આવેલું મોહનું,

માથાંની આંખી વલન, એ બધું શું બોથરપનાંની અને નબલાં મગજની નિસાનીઓ નથી?

ચિત્ર ૫.—આએ ચેહરાનો ઉપલો ભાગ ગમે એવો ભેદ ભર્યો હોએ તોપન એના નિચલા ભાગ ઉપરથી એનાં લક્ષન જાનવાં કોઇબી રીતે અઘરાં નથી. કોઈ ગમે એવો બી માનસ આએ ઉંગારાં મ્હોનાં પરથી, આએ દાહરી પરથી, આએ કરચલી વલેલા ગાલ પરથી વિચારની, જુદી જુદી ચીજોમાંથી સરખામની ફાહરવાની, અને મજબૂત અભિપ્રાયની અસરની વકી રાખવાનો નથી.

ચિત્ર ૬,૭,—આએ બે ચિત્રો બે સુરખાઓનું એક પાસું (Profile) છે. બેહુની નાહલી આંખ પરથી, ૭ માં ચિત્રની કરચલી પરથી, તેઓનાં ઉંગારાં મ્હોનાં પરથી કોઇબી માનસ વિચાર શક્તિ, સમજ શક્તિ, અને દહાપનની વકી રાખનાર નથી.

ચિત્ર ૮.—મુખલક્ષનની અસર જે સઘલા માનસોમાં જોવાની અને સાંભલવાની ઇનદ્રીઓની ફાની જનમથીજ છે તે અસર આવા એક ચેહરા-વાલા માનસની તરફથી ઘની આશા રાખતાં અતકાવશે; તો જો કે જે કોઇ મુખલક્ષન વિદ્યાર્થી અજાન્યો હોશે તેને સુરખાઇની ખરી નિસા-નીઓ ઘના ખુલ્લી દેખાશે નહિ. આવા એક ચેહરાવાલો માનસ જો ખરેખરો અભિપ્રાય આપે, અથવા એકુ "જીનીઅસ" નું કામ કરે તો ખરેખર આપને અજબ થઇશું.



## પ્લેત ૩.

ચિત્ર ૧.—આએ ચિતખી એક સુરખાનું છે, અને મુખલક્ષન વિદ્યાના સઉથી કત્તા વેરીને હું પુછુંછું કે જે ઘની આવા ચેહરાના એક માનસની તરફથી દહાપનની વકી રાખે તેને તું દાહ્યો કેહશે કે.

ચિત્ર ૨,૩.—આએ ચિત્રો કોઇ માનસોનાં હોએ યા કલ્પનામાંથી ઉપજાવી કાહ્યાં હોએ તોપન સાધારન માનસોનેબી હેવાનીઅત ખાશીઅત એમાંથી જનાશે. નાખ તથા મ્હોનાં પરથી અથવા આંખ પરથી હેવાની-અત સેહલથી જાહેર થાએછે: જોકે એતલું છતાંબી તે માનસ જાતની આંખ કેહવાયછે.

ચિત્ર ૪.—આએ ચિત્ર ખ્રિસ્તી લોકોના પેગંબર જીસસ ક્રાઇસ્તના એક ચેલાનું છે. પન કોન એવું માનશે કે જીસસ ક્રાઇસ્તના એક ચેલાનો ચેહરો આવો હતો, અથવા તો એવા ચેહરાવાલા એક માનસને જીસસ ક્રાઇસ્તે પોતાનો ચેલો બનાવ્યો? અને જો હું એમ કેહું કે એ ચેહરો નિચ અને બદ ખવાસની ગવાહી આપેછે તો કોનનું જીગર જખમી થશે? આવા એક માનસ પર કોને વિસવાસ મુક્યો હોશે?

ચિત્ર ૫,૬.—આએ ચિત્રો, જેઓની વચમાં પ્લેતમાં *a* માર્કેલોછે, તેઓમાંનું બાલ વગરનું વાંદરાનું છે અને બાલવાલું માનસનું છે. લોકોમાં એવો વિચાર છે કે વાંદરો માનસને સઉથી વધારે મલતો આવેછે; અને ખરેખર, એક જાતનાં માનસ આવેછે જે આએ જાનવરને ઘનાં મલતાં આવેછે, અને ખસુસ કરીનેઆંખમાં. જો કોઇ માનસ આવી રીતે ખરે-ખર વાંદરાને મલતો આવે તો આપને વાંદરાની ખાશીઅતો, જેવી કે અકલ, લાગની શક્તિ (feeling) અને મગજની ગેરહાજરી કોઇબી ધાસતી વગર લાગુ પારી શકશું. પન ત્યાં જે સરખામની આ બે ચેહરાઓ વચે બતલાવવામાં આવી છે તે ઉપરથી બેહુના ખવાસોમાં મલતાપનું છે એવું ધારતાં આપનને સંભાલ લેવી જોઇએ, કારન કે એ સરખામની ખવાસ ઉપર મુદલ નથી રચી. માનસનો ખવાસ હંમેશ હેવાનના ખવાસ ઉપર સરસાઈ ભોગવશે. દાખલા તરીકે, જો એ બે ચેહરાના કાનના ઘેરાવાને આકર આપને સરખાવીશું તો તેની મેહરાબદાર વલાનોમાં કેટલો ફેર પરી જશે! ગાલ અને દાહરી એકેકથી કેતલાં જુદાં!

ચિત્ર ૭,૮.—આ એ બે ચિત્રો, જેઓની વચમાં *b* માંડેલી છે, તેઓમાંનું એક જેને સીંગડાં છે તે બલદનું છે અને બીજું માનસનું છે. માનસનું એ ડોકું થોડું ઘનું બલદને મલતું છે એમાં તો કસો શક નહિ; જો કે મહને લાગેછ કે એ ડોકું બલદને એખલાને નહિ પન સિંહનેબી મલતું આવેછે. કપાલની ઉપર જે કરચલી છે તે થોડી ઘની બલદને મલતી આવેછે, પન નાખ સિંહને વધારે મલતુ આવેછે; મ્હોનાની વચલી લીતી તદન જુદીજ છે, અને તે બલદને મલતી નથી આવતી એતલુંજ નહિ પન કોઇબી જાતના હેવાનને નથી મલતી આવતી. એનાં નસકોરાંબી તદન માનસ જાતને મલતાં છે, અને તે હેવાનની માફક જરાબી નથી. દાહરી, જે માનસ જાતની ખૂદ ખૂબી અને માન છે તેને વિશે હું કંઇ કેહવા નથી માંગતો.

હું દલગીર છું કે આવી રીતની ચિત્ર સાથની સમજ જે આ આખા નિબંધમાં સઉથી વધારે આગત્યની અને સઉથી વધારે ગમત આપનારી છે તે સમજ આ નાહના વિસતારમાં લંબાવી શકતો નથી. તોપન જો એ વિદ્યાના સત્રુઓ વાજબી વિચારને ચાહનારા હોશે તો તેઓનો દુરાગ્રહ છોડાવવાને જેતલું અતરે બોલ્યા છિયે તે કરતાં વધારેની કશી જરૂર નથી.

એ વિદ્યાના ફાયદા કેતલા છે તે સમજાવવું અને તે જાનવું કોઇબી રીતે અઘરૂં નથી. જે કોઇ એ વિદ્યાની વિરૂદ્ધ હોએ તેહને અને ફકત તેહનેજ હું એતલું પુછવા માંગું છું કે શું તાહરા ધંધા રોજગારમાં તુંને વારે ઘડીએ બીજાઓની મતલબ પામી જવા સારૂ તેઓનાં મ્હોનાં ઉપર જોઇ તેઓની આંખની વલાન, હોથનો રંગ, અને કપાલની કરચલી ઉપર બારીક ધ્યાન પુગારવું નથી પરતું. જો તે જવાબ આપે કે હા મહને તેમ કરવું પરેછે———અને તેહનો જવાબ એ સિવાય બીજો હોઇ શકેજ નહિ———તો પછી જો તે મુખલક્ષન વિદ્યાની વિરૂદ્ધ જાએ

તો કોન તેહને અક્કલનો દૂશમન નહિ કેહશે? આપ્પે વિદ્યાનાં ગ્નાનના ફાયદામાં, જોવો કે, લેવેતર શું કેહેછે, એ વિદ્વાન કેહેછે કે:—

"At present I shall only add, in conclusion of this too imperfect fragment, what I have been in part already obliged to say, that the imperfect physiog nomonical knowledge I have acquired, and my increase of physiog nomonical sensation, have daily been to me a source of indescrilable profit; Nay, I will venture to add, they were to me indispensable, and that I could not, possibly, without their aid, have passed through life with the same degree of pleasure."

ઉપલો ફકરો એમ કેહેછે કે:—"આમ્પે માહરા ઘનાજ અધુરા કતકાની આખરીએ હમનાં તો હું એતલુંજ કેહું છું, અને એમાંનો કેતલોક ભાગ હું આગલથી કેહી ચુકયો છું, કે મુખ્પલક્ષન વિદ્યાનું જે થોરૂં ઘનું ગ્નાન મેં મેલવ્યું છે, અને મુખ્પલક્ષનની લાગનીઓ જે માહરામાં વધી છે, તે દરરોજ નહિ વરનાવી શકાય એવા ફાયદાનું કારન મહને થઇ પર્યાં છે. એતલુંજ નહિ, પન હું કેહવાને હિમ્મત કરૂં છું કે તેમના વગર મહને ચાલ્યુંજ નહિ અને તેઓ વગર હું માહરી જીંદગી આતલી બધી સુખી ગુજારતે નહિ."

મુખ્પલક્ષન વિદ્યાનો એક બીજો અને સઉથી વધારે ધ્યાન આપવા જોગ ફાયદો એ છે કે એ વિદ્યાનાં ગ્નાનથી એક માનસ જો ચાહેતો પોતાની ખૂબસૂરતીમાં વધારો કરી શકેછે. જેથી કોઇ આરસીમાં જોઇ પોતાનાં ચેહરાની બદસૂરતી પર અફસોસ કરતો હોએ તેહને જાનવું જોઇએ કે તે જો પોતાની બદસૂરતીને સુધારવા માંગતો હોએ તો પોતાનાં જીગરની બદસૂરતીને તજી દેઇ તેહને ખૂબસૂરત બનાવવું, એતલે કે, બીજા બોલોમાં, જે જે અનીતિનાં કામોમાં તે ફસેલો હોએ તે તજી દેઇ નેકીના મારગમાં આવવું કારન કે જીગરની ખૂબસૂરતીની નિસાનો ચેહરા ઉપર મહરી આવી

ચેહરાને એવો થાત આપશે કે તેથી તેહની કેટલીક બદસૂરતી ધંકાઇ જશે. વલી એથી ઉલતું એમ છે કે જે કોઇ ખૂદરતથી સોહામનો હોશે, એતલે જે કોઇનો ચેહરો ખૂબસૂરતીથી દિપતો હોશે તેહને ફીકર રાખવી જોઇએ કે જો તે નેકીનો રસતો તજી બદી સંગ દોસ્તી કરશે અને પોતાના જીગરની સફાઇને ધસી નાખી તેહને રીમન કરશે તો તે જીગરની બદીની કદરૂપી નિસાનો તેહના ખૂબસૂરત ચેહરા ઉપર ચહરી આવી તેહને બદસૂરત બનાવ્યા વગર રેહશે નહિ. શું આપને એક કરતાં વધુ એવા દાખલા નથી જોયા કે જે માનસોનો ચેહરો અસલ ખૂબસૂરત હોએ છે તેઓ રંદીબાજી તથા એવાજ બીજા ખરાબ ઇલતોમાં ફસી પરી પોતાનો અસલ ખૂબસૂરત ચેહરો બગારે છે. વાસતે આતલા ઉપરથી જો આપને એમ કેહપે કે મુખલક્ષન વિદ્યાનું ગ્નાન માનસ જાતને પોતાનું અંદર સુધારવાને ઘની મદદ કરે છે તો તે કેવું ખરૂં છે? આતલા બધા એ વિદ્યાના ફાયદા છતાં, હું ફરીને કેહું છું કે, એ વિદ્યાના દૂશમનને કોન અકલનો દુશમન નહિ કેહશે?



